# સુરતની અલબેલી

પ્રત ૫૦૦૦. સને ૧૯૨૩

આવૃત્તિ ૧. સં. ૧૯૭૯



સંગ્રહ કરી છપાવનાર.

શાહ ધીરજલાલ રણછોડદાસ.

ઠે૦ મીયાગામ કરજણ.

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપી, ઠે. મધુપુર દરવાજા—અમદાવાદ.

કી. ૦—૧—૦



# સુરતની અલબેલી.

## છટકેલી સુંદરી.

### ગાયન ૧ લું

છાને કહે છટકેલી, સુવા મને છાને કહે છટકેલી.
હું તો ફેશનમાં ઘેલી બનેલી.
પીયર તજીને ડીયરની સાથે બગીચે જાવ હું વ્હેલી; સુવા.
સીલોનની ચાહ ને સુરતનાં બીસકુટ
તાજા તાજા ખાઉં પહેલી. સુવા.
મુંબઈના પોલકા ને સાટીનની સાડીઓ
[illegible] ન, [illegible] [illegible]. સુવા.

ઘાઘરાને ચોળીયોનો પાર નથી મારે,
યારેએ પ્રેજંટ કીધેલી. મુઆ.
નવસેરા હાર સાચા મોતીના,
સુંદર બંગડીયો સોને મઢેલી. મુઆ.
બેસી ગાડીમાં હું જાઉ મંદીરે વીઘા પાકી ભણેલી. મુઆ.

---

## ગાયન બીજું

ગયો તો યાર એકદીન હું, સુરતમાં સેલ કરવાને.
બપોરના બે કે ત્રણ વાગે, નીકળ્યો સેજ ફરવાને.
તાપી પર ચાલતો આવ્યો, જવું તું કયાં ગયો હું તો.
બાગળ પરથી પડયો ભુલો, ગયો સીધ્ધો હું શાહપુરમાં.
સખી એક શામળી ઉભી, ઝરૂખામાં રહી ઝુકી.
શરીર સંકોચતી ક્ષણમાં, રૂમાલે મુખ લોતીતી.
ઉભો તો બારીયે બીજો, હતો તે યાર તો એનો.
આવી'તો આવીયો તે ત્યાં, થયો મેળાપ એ બેનો.
કરી ચુંબન ચતુરીને, દબાવી બાથમાં લીધી.
જવાને હાથ ઝાલીને, નીચે ઉતારી ઝટ દીધી.
કરી વીકટોરીયા ભાડે, ગયાં ત્યાં હીન્દુ હોટલમાં.

ડબલના ઓર્ડરો દીધા, બન્યા ચકચુર બોટલમાં.
રહ્યું નહિ ભાન દુનીયાનું, બન્યાં ત્યાં બેઉ બે હાલે.
પછીથી શું થયું ભાઇઓ, કહીશું આવતી કાલે.

આણંદજી.

---

## ગાયન ત્રીજું

### વાંઢાનો વિલાપ.

નારી વીના ઘેર તાળું રે, સદાએ મારે નારી વીના ઘેરતાળું.
એ તો દીપક છતા અંધારૂં રે. સદાયે મારે.

જઈ કુવા પર બેસુ રૂપાળી રામાઓ દેખું
રડું અંતર નારી સારૂં સારૂં રે. સદાયે મારે.
સવારે ઉઠું છું જ્યારે, દળવું પડે છે હાથે મારે.
રડું છું નારી સારૂં સારૂં રે. સદાયે મારે.
પાણી લાવું છું માથે, નહિ કોઈ આવે સાથે.
જગમાં જીવતર મમ ખારૂં ખારૂં રે. સદાયે મારે.
પ્રભુ તમે છો કૃપાળું વાંઢા મેણું ભાંગો મારૂં
નીવેદ ધરવા ધારૂં ધારૂં રે. સદાયે મારે.
એવી યાચના કરતો કરતો ઘરમાં જઇને હું સુતો.
આવી નિદ્રાને સ્વપ્નું ભાળું ભાળું રે. સદાયે મારે.

જ્ઞાતીઓ મારા આવ્યા પરણાવાને વૈરી લાવ્યા.
ગોરે શ્રીફળ મને આપ્યું આપ્યું રે. સદાયે મારે,
જ્ઞાતીઓને ભોજન દીધાં. શીરા પુરીને ભજીયાં કીધાં.
વરઘોડો ફરવા ધારૂં ધારૂં રે. સદાયે મારે.
મુંબઈથી લાવ્યા તાંસા રજાકના સુરતી વાજા.
ઘોડાને હું સણુધારૂં રે. સદાયે મારે.
બની ઠણી સુંદર અલબેલો વરઘોડો ફરવા નીકળેલો
અંતર મનસુબો ધારૂં ધારં રે. સદાએ મારે.
કુમ કુમ પત્ર લખવા માટે વીચારજ કીધો રાતે
હોશે હું લખવા ધારૂં ધારૂં રે. સદાએ મારે.

લેખક—લખાણ આનું રહ્યું બાકી, લખું છું પાન બીજામાં; આંખો મુજ જટ ખોલી ગઇ, સપ્પનની વાત અધુરી રહી.



# કુમકુમ પત્રીકા.

## રાગ—હરીગીત.

કુમ કુમ પત્રીકા લખું, આ લગ્નમાં સૌ આવજો;
આ ગીત વાંઢાનું ગવાયે, ધીરા અધીરા ના થશો.
આ લગ્નમાં સીદ્ધી બુધિને, બેન્ડ વાજા વાગશે;
પણ લગ્નમાં કન્યા નથી, તો કોણ ભાળ કઢાવશે.

વાઢાં તણો વટોળીયો, કહે લોક એ બધમાસ છે;
વાંઢાની સાથે વાત કરતા, વાન ઉડે વાયરે.
આવજોરે આવજો, દીલદાર દોસ્તો આવજો;
આ કમ નશીબનો, વરઘોડો સૌ હોંશથી સોભાવજો.

સોળમીની રાતરે, છે રાતના નવ વાગતા;
હર્સ થાસે મુજને તો, સૌ જનો જે આવતા.

લી. હુ તમારો સદાનો સ્નેહી મીત્ર મળી અત્યારે જે વાર
વીચીત્ર.

## સુંદરીની કથની.



### રાગ ગજલ.

મને મુરખો મળ્યો શામી, પડી છે સુખમાં ખામી;
અરે હું આપતિ પામી, કહું શું આપદા બ્હેની. ૧
કરે નહિ ચાકરી ધંધો, મુરખ થઇને ફરે અંધો;
કરે છે અવનવા ફંદો, કહું શું આપદા બ્હેની. ૨
પુરૂશો અન્ય જ્યાં રમતા, અરે મુજ સ્વામી આથડતા
બળે છે ચીતમાં ભડકા, કહું શું આપદા બ્હેની. ૩
કમાવા રીત ના જાણે, કહી મુજ વાત ના માને;
ફરતું નામ પરે પાણી, કહું શું આપદા બ્હેની. ૪
પીતાના દામ સૌ ખાધા, કમાવા પર લીધી બાધા;
કરજના હા કીધાં કાંધાં, કહું શું આપદા બ્હેની. ૫
ઉધારે અન્ન એ લાવે, લેવા સો દામ તો આવે;
નહિ દે દામ તે વારે, કહું શું આપદા બ્હેની; ૬
કરી તકરાર વદે ભુંડું, પડે પળવારમાં કુડું;
જુવે ના આંખથી રૂડું, કહું શું આપદા બ્હેની. ૭

અરે અંતર પીડા સ્હેવું, ઉધારે કાં નથી દેવું;
આવે જામીન સૌ લેવું, કહું શું આપદા બ્હેની. ૮
રૂપાળી આબરૂ દેખી, અરે અક્કલ હીણા પેખી;
દુઃખે હું તન રહી શેકી, કહું શું આપદા બ્હેની. ૯
સજ્જન તહેવારને ટાણે, જમી આણંદ સો માણે;
મુખે એકાદશી જાણે, કહું શું આપદા બ્હેની. ૧૦
સ્નેહીઓ શોધતા આવે, પતિને તે નહિ ફાવે;
દિવસ દુખ માંહી વિલાપે, કહું શું આપદા બ્હેની. ૧૧
પિતુ માતા ચહે મનવા, તો સ્વામિ લાગે બડબડવા;
લાગે હા હિત વચન કડવા, કહું શું આપદા બ્હેની. ૧૨
પીયરનાં લુગડાં લાવું, કદી જમવા સજી જાઉં;
તરત મેંણા અરે ખાવું, કહું શું આપદા બ્હેની. ૧૩
બન્યા સુરતની શેઠાણી, વદે નિષ્ઠુર એ વાણી;
કહું કયાં માહરી કહાણી, કહું શું આપદા બ્હેની. ૧૪
ગુજારી જીંદગી મારી, બલાપો હું કરૂં ભારી;
દીયો કંઈ દાદ નરનારી, કહું શું આપદા બ્હેની. ૧૫
સદા ચિંતા તણા તાપે, અરે યૌવન હુબાએ છે;
અરે આવો પતી દેખી, હૃદય મમ આ ચીરાએ છે.

# પરણેલાનો પસ્તાવો.



હતો કુંવારો આજ લગી હું, પરણ્યાનું દીલ થાતુંતું
પરણેલાને નજરે જોતાં, હૈડું તો હરખાતુંતું;
ઘર દુકાનો વેચી લઇને, રૂપીયા સો ભેલા કીધા.
લાડીજીને હોંસે મલવા, થોડા કંઈ કર જે લીધા;
બૈરી પરણ્યા શુભ લગ્નથી, કોડ કર્યાં સર્વ પુરા.
સુખ સઘળું હોળીમાં હોમ્યું, ઈજ્જતનાં કીધા ચુરા;
પ્રથમ આણે શાણી રાણી, લાજ મહી લચકાતાંતા.
સાથે ફરવાનું હું કહેતો, ઈજ્જતમાં અચકાતાતા;
વચનો વદતાં ધીરે ધીરે, બોલી લાગે બહુ સારી.
મેં જાણ્યું કે કામ થયું છે, સદ્ગુણી પામ્યો નારી;
પછી પધાર્યાં બીજે આણે, વેશ બધો બદલાયો છે.
બકરી જેને હું ગણુતો તે, વાઘ થઇને આવી છે;
બે ત્રણ દીવસ થયા એટલે, મકાનમાં ખામી કાઢી.
આ ઘરમાં હું નહિં રહેનારી, કહીને રીસાયા લાડી;
હુકમને મેં માનજ આપ્યું, ઘર બીજું ભાડે લીધું.

પણ પોલકા માટે પ્યારીએ, આમંત્રણ બીજું દીધું;
નોટીસ મળતાં હું ગભરાયો, તોપણ હીંમત મેં રાખી
શું શું જોઇએ શાણી શ્યામા મુખેથી કહોને ભાખી;
લેડી ફેશન છત્રી જોઇયે, મોજાની જોડી લાવો.
લોકેટ ગીનીના સોનાનું લઈ, વાલા વેલા આવો;
બંગડીયોની જોડી લાવો, સાચા પોલીસની સ્વામી.
સાડી કસબી લાવો જેવી, પ્હેરે છે મારી મામી;
સઘળું વેચ્યું દેવું કીધું, ત્યારે પરણ્યો છું નારી.
સુણતા વાલી વીલા પડયા, તરત તાડુકો કીધો;
પરણી તમને તેમાં કહોને, મેં શું કાંઈ ગુન્હો કીધો.
મેં માગ્યું તે માંરે જોઇએ, તેમાં કંઈએ નહિ ચાલે;
થઈ ભીખારી કેરી નારી, તેતો આ હૈડે સાલે.
ઘાટી વીણ ઘડીએ નહિ ચાલે, મનમાં લેજો વીચારી;
રસોઇ હાથે રાધું છું તે, માટે સમજો છું સારી.
હાળ થઇ માટે સીધાવો, આદુને મરચા લેવા;
ઘાટી માફક ગણવા લાગી, ઓર્ડરથી અકળાવે છે.
નવા નવા બુટા ઉઠાવી, આંતરડી કકળાવે છે;
તુર્ત ચોકડો જવાબ દે છે, કહી જરા હું ગુસ્સે થાઉં.

વેરી સોરી ઓ માયહસ્બંડ આઇ, એમ ગોઇંગ ડિયર નાઉ
ગયો જમાનો જુનો ચાલી, ફેશનમાં વહાલા મહાલો;
કંઠી વેચી દઈ, નાટક જોવાને ચાલો.
ટીલીફો નથી ટીકીટ કરાવો, ફર્સ્ટક્લાસ રીઝર્વડ વ્હાલા;
અપટુડેટ બનીને ચાલો, વીચાર શા કરવા ઠાલા.

—:o:—

## ઘાતકી પીતા ( યાને ) લગન કે ચીંતા.

( રાગ ગઝલ )

પ્રભુ પ્યારા દયા નીધી, પીતાજી પાસે હું લાગું;
બચાવોને મને બાપું, શરણુ હું આપનું માગું. ૧
થયો શત્રુ પીતા મારો, અરે મમ રક્તનો પ્યાસી;
કહું આ કષ્ટ હું કોને, ઉગારો દીન આ દાસી. ૨
બજારે વેચવા બેઠો, ગરીબ આ ગાયને પાપી;
કરે મુજ માંસનો પૈસો, કલેજું મ્હારૂં કાપી. ૩
બાળક તળી સાથે; વરવાને મુને ધારે;
બનીને અંધ લક્ષ્મીમાં, પિતા નિજ પુત્રીને મારે. ૪

ગરીબી ટાળવા માટે, મડા સાથે મુને દેશે;
બીચારી માત મારીનું કશું જમદુત ના માને. ૫

કકળતી તે બહુ ભારે, કથન કંઇ ના સુણે કાને;
નથી કંઈ આશ અવનીમાં, હવે બાકી રહી મનમાં. ૬

નીહાળી સૃષ્ટીના સુખો, ઉઠે છે આગ આ તનમાં;
અરે ઓ માત મારીરે, ખરે ઓ જન્મની દાતા. ૭

બહુ આભાર તે કીધા, ઉછેરીને મુને માતા;
નગુણી થઈ અરે હું તો, જપું છું સાથરે તારો. ૮

જઉ છું સ્વર્ગની વાટે, ગણીને દેહને ખારો;
સકળ સૃષ્ટી તણા સ્વામી, ક્ષમા મમ દોસ્તની દેજો. ૯

કૃપાળું ઈશ બહું નામી, શરણ આ રંકને લેજો;
પછી તે રંક બાળાએ, ભરીને ઝેરની પ્યાલી. ૧૦

ગણીને તેહને અમૃત, ઝપાટેથી કરી ખાલી;
થયો લક્ષ્મી તણા લોભે, પિતા પૂત્રી તણો ઘાતી. ૧૧

કરે આણંદ ખરે એતો, ગણાયો જગતમાં પાપી.



## સુધારા વાળાને શીખામણ.

### રાગ—ગઝલ.

અરેરે હિંદ સંતાનો, ભુલ્યા શું ભાન ફેશનમાં;
અરે સાથી સુધારાના, ફસાયા કેમ ફંદામાં.

રહ્યા છો શું મને વળગી, ધરીને હર્ષ અંતરમાં;
ખરાબી હું અતી કરવા, તમારા દેશમાં આવી.

રડાવી હીન્દ ભુમીને, રહી છું હિન્દ ભુમીમાં;
ખરાબી હું અતી કરવા, તમારા દેશમાં આવી.

ખુવારી હિન્દની કરવા, સુધારો સાથમાં લાવી;
સુધારાના થઈ સાથી, અતિ આનંદ માનો છો.

સુધારો ઘર વિષે ઘાલી, તમે શું ફાયદો દીઠો;
સુધારો હિન્દમાં દેખી, જુવો વરસાદ પણ નાઠો.

સુધારો હિન્દમાં આવી, ફજેતી કીધી છે પુરી;
તમારી હિન્દ ભુમીની, દશા તો બેઠી છે બુરી.

તમેતો એમ માનો છો, સુધારા સર્વ સારા છે;
અરે ઓ હિન્દ સંતાનો, સુધારા એ કુધારા છે;

રહેશે હિન્દમાં ફેશન, ખુવારી ત્યાં સુધી થાશે.
નઠારી દાસ ફેશનના, વિદેશે લક્ષ્મી જાય છે;

તમારા હિતને માટે, વિદેશી મોહને છોડો.
તમારા દેશને માટે, સ્વદેશીમાં પ્રીતિ જોડો;

કરીને હોળી ફેશનની, વિદેશે કિર્તિ ઝળકાવો.
બની ખાદી થકી સુંદર, તમારો દેશ શોભાવો;

---

## નવી ફેશનનું કોમીક.

ફેશનમાં અપટુડેટ બનીને, છુમ છુમ કરતા ચાલે છે;
શેઠ જોઈ વીચાર કરતાં વેષ્યા સરખા લાગે છે.

એક બાઇ સાહેબ ત્યાં આવ્યા, મોટર ધમ ધમ કરતી લાવ્યા;
બાઇ સાહેબનો શેઠ જોવોતો, સઘળું પોલંપોલા છે.

કોઠ પાટલુનને કોલર સાથે, કેપ નવી ચડાવી છે;
પણ ઠાઠ જોઇ વીચાર કરતાં, ખુશ ખુબીના મવાલી છે.



મારી સજની ક્યાં જઈ આવી રજની, સાચું બોલ બોલ બોલ;
ક્રમણાં તું તો ઘેર હતીને, બજારમાં ક્યાં આવી.
સાડી તારી પીળી હતીને, લીલી ક્યાંથી લાવી; સાચું
બોલ બોલ.

બાગ મહી ફુલ વીણતા, વેણી તરૂવર માંહી ભરાણી;
નીચી નમીને લેવા જાતા, વેણી ત્યાં કરમાણી. કેડો છોડ
છોડ છોડ.

સુગંધી તારી અંગે બેહેક કુસમ કલીનો ન સારો;
આંખ રહી તુજના ચીન વેલી, મળીયો કોણ ઠગારો.
સાચું બોલ બોલ બોલ.

રસ્તે આવતાં માળી મળીયો, ગજરો તુજને આપે;
આટલું લખતા કલમ અટકિ, કહીશું આવતી કાલે.



## નવા યુગનું નવું શાસ્ત્ર.

( ૧ )

સુધરી જવાના સાધનોમાં, મુખ્ય વસ્તુ આટલી;
ઘડીઆળ ચશ્માં બુટ કર છત્રી છડી કે બાટલી.
ઉત્તમ ગણાતા એજ, કેળવણી તણા ફળ થાય છે;
શીવ શીવ અરે કોને ખબર, પરદેશમાં શું જાય છે.

( ૨ )

અહાહા બ્રાન્ડી ને બીડી, ગણાયે સ્વર્ગની સીડી;
પિયે ના તે ગમારો છે, અમારા શાસ્ત્ર ન્યારા છે.
પીતા માતા તણે તાબે, રહેવું એ કહ્યું કોને;
પ્રિયાનો પ્રેમ પ્યારો છે, અમારા શાસ્ત્ર ન્યારા છે.

( ૩ )

વધ્યાં હાલ્લાં ખાલી ઘરમાં, બાપડા રાખે બહુ બારી;
કોલર પીન નેકટાઈ ખરીદી, પૈસાની કીધી ખ્વારી.
શેત્રુબરી જીંજર પીકબીઅપ, વીના ઘડીએ નહિ ચાલે;
સીગારેટના ધુમાડા કાઢે, જીવતો મુખ જાણે બાળે.

સમાપ્ત.

# જાહેર ખબર.

## વાપરો! વાપરો!! વાપરો!!!

ધી યુગલ એન્ડ કુંપનીમાં બનતી હરેક હરદો માટેની અકસીર દેશી દવાઓ તેમજ હરેક સ્રી પુરૂષોને ચાંલ્લા કરવા લાયક **સૌભાગ્ય કુમકુમ** વેપારીઓને ભરપુર કમીશન આપવામાં આવશે. વધુ માટે રૂબરૂ ઓફીસમાં મેનેજરને મળો.

**ધી યુગલ એન્ડ કુંપની.**

ઠે૦ સ્ટેશન સામે રૂવાળાની ચાલમાં–સુરત.

બ્રાન્ચ નં૦ ૧. મીઆગામ સ્ટેશન સામે.